**નામદાર રાણીનો પોશાક**—આપણી માઆળુ રાણી વીકટોરીઆ પોતાના પોશાકમાં ઘણીજ સાદાઇ રાખેછે. જે સ્ત્રીઓને ઉંચો પોશાક પેહેરીને પોતાના ભરતારને વધારે ખરચમાં નાખવાની ટેવ પડી ગઇછે તે સ્ત્રીઓની મગરૂરી ઉતારવાને એ રાણી પોતાના પોશાકમાં દર રોજ વધારે સાદાઇ રાખતી જાએછે એવું હાલ વીલાતના વરતમાન પતરો ઉપરથી માલુમ પડેછે.

---

**સઉથી મોટી આગબોટમાં કોલસાનો ખપ**—ગરેટ ઇસટરન નામની સઉથી મોટી આગબોટ જે બાંધવામાં આવીછે તે મધે કોએલાનો ખપ ઘણોજછે. ચોવીસ કલાકમાં સઘળા મળીને ૨૨૫ ટન કોએળા બળેછે. ૩૬ દીવસની સફરમાં ૮૧૦૦ ટન કોએળા એ આગબોટને જોઇએ. વરસમાં ફકત ૬ મહીના એ આગબોટ ચાલેતો ૪૧૦૦૦ ટનથી વધારે કોએળો જોઇએ !!

---

## શાણપણ શીખવા વીશે.

દોહરા.

શાણપણું સમજાવવા, વિગતે કરી વિચાર
સખ્પિેને સારી સતી, શીખામણ દે સાર.

---

" વીઠલ વાળુ કરવાને વેહેલા આવજોજો "
એ રાગની ગરબીછે.

સખી શીખોતો શાણપણું શીખવું જો
સંપી જંપી સંસારમાં સુખી થવું જો. સખી શીખો૦

સાસુ સસરો કહેતે સરવ સાંખીએ જો
કલેશ લેશ તો રૂદેમાં નહી રાખીએ જો. સખી૦ ૧.

મીઠા મીઠા મોઢેથી બોલ બોલીએ જો
ખોટાં વેણતો કદાપિ નહી બોલીએ જો. સખી૦ ૨.

દાસ દાસી સુધાંને માન દીજીએ જો
કદી કોઇને ટુંકારો નહી કીજીએ જો. સખી૦ ૩.

આપણી સંગતે ચડે તેને સુધારીએ જો
બોધ દેને વિરોધ ન વધારીએ જો. સખી૦ ૪.

જીવ રાખવો જરૂર કામ કાજમાં જો
લાખે લેખાંનો લાભ લેખે લાજમાં જો. સખી૦ ૫.

છેક છાની પંગ વાટે નહી પેશીએ જો
હલકાં બઇરાંની પાશે નહીં બેશીએ જો. સખી૦ ૬.

ગણી તુછ કાળ વ્યર્થ નહીં ગાળીએ જો
ભરત ચીત્ર તથા ચોપડી સંભાળીએ જો. સખી૦ ૭.

બેઠી થઇને નકામાં નહીં ખેલીએ જો
મેલાં ઘેલાં રેહેવાની રીત મેલીએ જો. સખી૦ ૮.

રૂડી રીતે ઘરબાર સાફ રાખીએ જો
બાધા જાડી કે આડી નહીં લાખીએ જો. સખી૦ ૯.

કરોધી સામાં કરોધી નહીં થઇ જવું જો
આગ દેખીને આપણે પાણી થવું જો. સખી૦ ૧૦.

ઉંડી આપદામાં ધીરજતો ધારીએ જો
હૈયે હરખીને હીંમત ન હારીએ જો. સખી૦ ૧૧.

ગ્યાન દાતાને માતા પિતા માણીએ જો
પણ બુદ્ધિ નહીં રાખીએ પાનીએ જો. સખી૦ ૧૨.

ચાડી ચોરીમાં ચીત ન ચોટાડીએ જો
ઘણું ખરચવાની ટેવ તે ઘટાડીએ જો. સખી૦ ૧૩.

સારૂં થાવા આગળથિ સુરત સાંધવી જો
બેહેનો પાણીથી પેહેલી પાળ બાંધવીજો. સખી૦ ૧૪.

વધે લાજ આજ કાજતો એવાં કરો જો
સદા રાખી સંતોષ દોષથી ડરો જો. સખી૦ ૧૫.

ખાન પાન તણું દાન દેવું દીનને જો
આપી સુખપાળો આપણા આધીનને જો. સખી૦ ૧૬.

ધર્મ કર્મનો તો મર્મ દીલ ધારીએ જો
ઝેર વેર તણી વાતતો વિસારીએ જો. સખી૦ ૧૭.

ભૂત પ્રેત તૂત જાણી ભરમ ભાગીએ જો
જરૂર સૂરજ ઉગાથી પ્રથમ જાગીએ જો. સખી૦ ૧૮.

જાદુ ટોણાં વગોણાં જેવાં જાણજો જો
બાધા આખડીમાં આશા નહી આણજો જો. સખી૦ ૧૯.

રૂડી રીતે રસોઇ શીખો રાંધતાં જો.
સારૂં શીખો વળી શીવતાં ને સાંધતાં જો. સખી૦ ૨૦.

થવું ઠીક થિ ઠરેળ રાખી સ્થીરતા જો
ગુણવંતાં થિ રાખવી ગંભીરતા જો. સખી૦ ૨૧.

સોના કેરો શણગાર નથી શોભતો જો
લેજો લાયકી લેવાનો ઘણો લોભતો જો. સખી૦ ૨૨.

શોધી લેવો તે સ્વર્ગ સુખ સાજને જો
રટી રાજા બિરાજ મહારાજને જો. સખી૦ ૨૩.

રૂદયે રાખો રૂડી દલપતરામની જો
કહી શિક્ષા તે છે તમારા કામની જો.

સખી શીખો તો શાણપણું શીખવું જો
સંપી જંપી સંસારમાં સુખી થવું જો. સખી૦ ૨૪.

---